# તણખલા

( સંવેદનાની શેરીઓમાં ગુંજન...)

**ભાગ – ૫**

**સુલતાન સિંહ ‘જીવન’**

[ પ્રકાશન – તણખલા કાવ્યસંગ્રહનો ૬ઠ્ઠો ભાગ નવેમ્બર ૨૦૧૬ના રોજ પ્રતિલિપિ ઓનલાઈન સાઈટ પર પ્રકાશિત થયેલો છે. 

તણખલા (કાવ્યસંગ્રહ) ભાગ – ૫

લેખક – સુલતાન સિંહ 'જીવન'
મહેસાણા – ૩૮૪૦૦૨
ઈ-મેઈલ : raosultansingh@gmail.com
મોબાઈલ : +૯૧-૯૯૦૪૧૮૫૦૦૭
વેબપેજ : http://vichaarvrund.wordpress.com



Published On : November – 2016

Price – free
[ Online or PDF ]

Publisher :- Sultan Singh
Self Published
45/B, Bamosana nagar,
Mehsana – 384002

Online Published On :-
Sultan Singh 'Jivan'
Pratilipi Team
[ gujrati.pratilipi.com]

Book Disign Work :- Self

## -: અર્પણ :-

જેના માટે ક્યારેક સંવેદનની સૃષ્ટિમાં પગલા માંડ્યા હતા એ સંવેદનોની પ્રણેતા અને એના અહેસાસના દરેકે દરેક પળને...

જીવન ને...

# -: પ્રસ્તાવના :-

બધા પ્રકારના સાહિત્યના નિયમોનો સરવાળો કરતા કહું તો મારી પાસે આ પુસ્તક અંગે લખવા કોઈ પણ પ્રકારની પ્રસ્તાવના નથી. સામાન્ય રીતે લેખનની શરૂઆત કઈક લખવાથી થતી હોય છે. મુખ્યત્વે સાહિત્ય સર્જન માટેના કેટલાક પદ્ધતિસરના સલાહ સુચનો પણ હોય છે, અને દરેક સાહિત્યનો આધાર એના પર જ નિર્ધારિત થતો હોય છે. પણ કોઈ વ્યક્તિના જીવનમાં જ્યારે કઈક લખવાની શરૂઆત થાય ત્યારે એ સામાન્ય રીતે આ પદ્ધતિસરના પગથીયા ચડવામાં જોડાતો નથી પણ પગથીયા ચડવા માટેના પૂર્વાયોજન રૂપે કઈક ને કઈક સર્જન કર્યા કરે છે. સામાન્ય રીતે દરેક લખાયેલો શબ્દ સર્જન જ છે પણ જ્યારે એને અમુક નિર્ધારિત મૂલ્યો દ્વારા સજાવવામાં આવે ત્યારે તેની સુંદરતા ઓર વધુ ખીલી ઉઠે છે.

આ પુસ્તકમાં રહેલ દરેક રચના શુદ્ધ સાહિત્ય તરીકે છે કે નહિ એ કદાચ હું નથી જાણતો અને મારે એ નક્કી કરવું પણ નથી. હું કવિ છું કે લેખક એ મને નથી ખબર પણ હું એક વિદ્યાર્થી છું. મેં જ્યારથી પેપર વાંચ્યા ત્યારથી આવા કાવ્યો જ વાંચ્યા છે, જેમાં બંધન નથી પણ સંવેદન છે અને એમના આધારે મેં મારી સંવેદનાને શબ્દોમાં લખવાની કોશિશો પણ કરી છે. તેમ છતાં છંદ અલંકાર અને અમુક લયાત્મક તાલના બંધનો સિવાય લખાતા સાહિત્ય તરીકે મેં આ પદ્ય પ્રકારને તણખલા તરીકે સ્વીકાર્યું છે. અને એજ પ્રકારે મેં થોડું ગણું લખ્યું પણ છે. હું કવિ પણ નથી અને કદાચ હું કવિતા લખતો પણ નથી. હા સંવેદનાને જીવનના અનુભવોના આધારે જરૂર કાગળમાં ટાંકી લઉં છું અને એજ હું બીજા સમક્ષ (મારા બ્લોગમાં) પણ મૂકી દઉં છું.

તો આ બધી એ માહિતી છે જે કદાચ પુસ્તકના પ્રથમ પાને તમારે જાણી લેવું જોઈએ. આમાં કાવ્યો છે કે ખંડ કાવ્યો એ હું નથી જાણતો પણ, હા આમાં એક અનુભવેલી, વાંચેલી, જોયેલી અને સર્જનાત્મકતાથી રચેલી સંવેદનાની શેરીઓનું ગુંજન જરૂર છે. મારા દિલમાં ઉઠેલા તાલ છે, ક્યાંક ચિકાર અંધકાર તો ક્યાંક પ્રકાશ અપાર છે, ક્યાંક વેદના ક્યાંક ખુશી, જીવનના દરેક રંગે અનુભવેલું આ જીવન મેં એજ ઉપનામ 'જીવન' સાથે લખ્યું છે.

~ સુલતાન સિંહ 'જીવન'

# ~: અનુક્રમણિકા :~

## ૨૦૧. શીર્ષક - દિલના રસ્તે...

આવ્યાં દિલના રસ્તે,
તો મીઠો આવકાર છે,

કરો ને પ્રેમ 'જીવન',
એજ માત્ર આધાર છે,

ક્યાં લાંબુ ને ક્યાં ટૂંકું,
મનના એ વિસ્તાર છે,

હૃદય રડે કે ભલે આંખ,
પ્રેમના જ પ્રતાપ છે,

નફરત ભલે પ્રેમ હોય,
મનના બસ વિચાર છે,

ક્યારેક કહે પ્રેમી મને,
ક્યાક કહે ભરથાળ છે,

કોણ કહેશે વિશ્વાસથી,
એય તો નિરાધાર છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૪૫, ૨૪ સપ્ટેમ્બર ૨૦૧૬ )

## ૨૦૨. અલગ છે...

ભુલાવી દેજે હવે તુ પણ મને,
હુ અલગ ને મારી દુનિયા અલગ છે,

મારા વિચારો, મારા ખયાલો,
દુનિયા ને જોવાની નજર અલગ છે,

મારા સપનાઓ અને અહેસાસ,
જીવતાં રહેવાની કોશિશો અલગ છે,

ભુલાવી દઈશ કદાચ હુંય તને,
તુ  અને તારી દુનિયા પણ અલગ છે,

જીવાય તો ઠીક હવે કમીઓમાં,
તારા ખ્યાલ, મારા વિચાર અલગ છે,

તેંય કેવા કર્યા બહાનાઓ તો જો,
તારી જાતી, મારો પરિવાર અલગ છે,

ભલે ખુશ હોય તુ એ દુનિયામાં,
આપણી વિચાર ને ધારાઓ અલગ છે,

થયા અલગ 'જીવન' કોઈ કહે,
કહેજે વિચારને વિસ્તાર બેય અલગ છે,

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૨:૦૦, ૨૪ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૨૦૩. શીર્ષક - રોકી લઉં છું.

દરેક વાર હુ દિલને રોકી લઉં છું,
તારું નામ લે ત્યારે ટોકી લઉં છું,

ક્યારેક વિચાર પ્રેમનો પણ આવે,
દ્વિધા થાય તો દિલને રોકી લઉં છું,

ઝંખનાઓ વારંવાર જોયા કરવાની,
થાય દિલ બેહાલ પણ રોકી લઉં છું,

મળવું મારે અને ઘણું ક્હેવૂ પણ છે,
અજાણ્યો છું એટલે જ શોખી લઉં છું,

ક્યારેક દુર હોવાં છતાય ચૂમી લઉં,
પણ શરમાઈ વિચારો રોકી લઉં છું,

તુ કહીશ ને ક્યારેક તો વધું ગમશે,
કદાચ એટલે શબ્દોને રોકી લઉં છું,

હું તારા લાયક છું પણ ખરાં કે નહીં,
એકાંતમાં બેસી દિલને પૂછી લઉં છું,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૨:૨૭, ૨૪ સપ્ટેમ્બર ૨૦૧૬ )

# ૨૦૪. શીર્ષક - હું હાર્યો તો નથી..

હું હજુ સુધી હાર્યો તો નથી,
હા સત્ય છે જીતી શક્યો નથી,
જીવનની શરૂઆતથી જ હું,
સાવ અલગ છું,
વિચિત્ર છું, કદાચ નકામો,
હુ જેમ ઇચ્છતો રહ્યો જીવવા,
એમ ક્યારેય જીવી જ નાં શક્યો,
હા પણ એય સાચું છે,
હુ હજુ સુધી હાર્યો નથી,

ક્યારેય સારો બની શક્યો નથી,
કોશિશ કરૂ છું ક્યારેક,
બદલાઇ જવાની,
બદલાવ લાવવાની,
જીવતાં શીખવાની,
પણ હજુય નથી કરી શક્યો,
તેમ છતા એ કહીશ,
હું હજુ સુધી હાર્યો નથી,

કોઇના સાથે રહી શક્યો નથી,
કોશિશ કર્યા જ કરૂ છું,
એકાંત ને દુર કરવાની,
અને ખુલીને જીવવાની,
પણ દરેક પળે એજ એકાંત,
સામો ચાલ્યો આવીને,
અથડાઈ જ જાય છે,
જોકે એય જાણે તો છે જ,
હું હજુ સુધી હાર્યો તો નથી,

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૨:૫૫, ૨૪ સપ્ટેમ્બર ૨૦૧૬ )

# ૨૦૫. નામ એનાં શુ રાખું,

સમયનું કોઈ કહે એવા નિશ્ચિત પરિણામ રાખું,
પ્રેમ વગરના છે સંબંધો નામ એનાં શુ રાખું...?

ધર્મ, જાતિ અને ગરીબીના આધારે વેચાય છે,
વિસરાતા પ્રેમસંબંધોમા નામ એનાં શુ રાખું...?

વસ્તુ પણ માત્ર નામથી જ વેચાય છે અહિં હવે,
સંવેદનોનાં ઉઠતા તોફાને, નામ એનાં શુ રાખું...?

પ્રેમની વાત નથી જ કરવી મારે દુનિયાદારીમાં,
સડેલા વિકૃત સમાજમાં હુ નામ એનાં શુ રાખું...?

ઉલજન થઈ છે 'જીવન' કે હવે શુ ઉપનામ રાખું,
દિલે વહેતી લાગણીમાં છે, નામ એનાં શુ રાખું...?

કોઈ કહે છે છંદાસ, આછંદસ, કવિતા અને ગઝલ,
તારી યાદે ઉભરાતા નીર, નામ એનાં શુ રાખું...?

~ સુલતાન સિંહ 'જીવન'
(૨:૩૨, ૨૬ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૨૦૬. વાત શેની છે...

ઝુમી ઉઠ્યા ફળ ફુલ આ કમાલ શેની છે,
સુકાયેલા ઉપવનમાં આ બહાર શેની છે,

ભર ઉનાળે અહિં પડ્યો છે જો ને દુકાળ,
ને સુકાયેલા વાદળે આ બહાર શેની છે,

હારી ચુક્યા જ્યા પાંડવ દ્રૌપદી ખેલમાં,
એ ધુતમાં મર્યાદાની આ વાત શેની છે,

ક્યારેક થાય ચીરહરણ, ક્યારેક ધુતક્રીડા,
અહિયા થતી રામરાજ્યની વાત શેની છે,

ફુલો હવે વિખેરાઈને તુટી પડવા લાગ્યા,
સંભળાતી ખીલી વસંતની વાત શેની છે,

જ્યારે કોઈ દુઃખ ને દર્દની વાત જ નથી,
તો વારંવાર થતી આ ફરીયાદ શેની છે,

છેવટે કહ્યુ તો અહિં ઠેકેદારોનું જ થાય છે,
તો પછી લોકતંત્ર જેવી જૂઠ્ઠિ વાત શેની છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૮:૨૩, ૨૩ સપ્ટેમ્બર ૨૦૧૬ )

# ૨૦૭. પ્રેમ થાય ચમ સ..

પ્રેમમો પૈસા આમ વપરાય ચમ સ,
દિલમો આ વિચાર ઉભરાય ચમ સ,

એવું તેં હું એને માંગી લીધુ હસે વળી,
જીવ આટલો કંજૂસ આજ થાય ચમ સ,

મળતી પેલા તો રોજ ઇ મને આવીન,
તો હવ પાછી દુર ભાગી જાય ચમ સ,

એ કે હમજતો નથી કોય વાત લવની,
તુજ કે વગર કિધે આ હમજાય ચમ સ,

પ્રેમની વાતો કર્યા કરસ તુ આખો દી,
આટલી વાતો બરોબર જય ચમ સ,

કેન લી છોડી આ રોગ શાનો લાગ્યો,
વગર કારણે આ મન હરખાય ચમ સ,

હવ આમાં શારમવા નું શુ હોય વળી,
વીત્યું ઈ વીત્યું હવ તો ગભરાય ચમ સ,

~ સુલતાન સિંહ 'જીવન'
(૧:૪૪, ૨૮ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૨૦૮. વાતેય નો'તી કરતી...

પેલા તો રોજ કેતી ઓમ કરશું, તેમ કરશું,
જ્યારે માળ્યા ત્યારે વાતેય નો'તી કરતી,

કોઇક વાર કેતી કે હું ઓમ શુ અન તુ ઇમ,
હવે ઇજ વાતો બોલો યાદેય નો'તી કરતી,

કેતી હો આવીજા ઓય મારા ગોમ મળવા,
જ્યો ત્યારેતો રીપ્લાય પણ નો'તી કરતી,

મને કે છે વારંવાર ફોન કરવાનું લ્યો બોલો,
જ્યારે બેલેન્સ હતુ મિસકોલેય નો'તી કરતી,

હવ આઈ આઇન મસ મોટી વાતો કર્યા કર,
હોમે ઊભીતી ત્યારેતો હુંકારોય નો'તી કરતી,

કીધા કરસ આખા ગોમ હોમે હું નઈ બોલતો,
બોલતો હું તઇ હખણી વાતોય નો'તી કરતી,

જ્યારે હું કેતો ઓમ મારા પાસળ નો પડ હો,
ત્યારે તો ઇ માનવાની વાતેય નો'તી કરતી,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૧:૫૩, ૨૮ સપ્ટેમ્બર ૨૦૧૬)

--------------------------------------------
( દેશી અને મહેસાણાની ભાષા આધારિત કાવ્ય )

# ૨૦૯. કિનારો હોવો જોઈએ...

કાગળ ભલે સાવ કોરો હોવો જોઈએ,
નહિં લાગણીને કિનારો હોવો જોઈએ,

તારો મારો સાથ ભલે કદી ના શકય,
સંવેદનોને હવે પનારો હોવો જોઈએ,

ભલે પ્રેમના સ્થંભો સર્જતાં રહે લોકો,
આપણો ઊંચો મિનારો હોવો જોઈએ,

ભલે ને ખેલ ખેલી જાય દિલથી મારા,
જમાનોય ત્યારે ધુતારો હોવો જોઈએ,

તું કર્યા કરે વાત સમયની જ વારંવાર,
સમય તારોય બિચારો હોવો જોઈએ,

આમ ભલે વારંવાર તુ બધુય માનતી,
પુછાય તયારેય હોંકારો હોવો જોઈએ,

ભલે ને તારા દિલમાં સુર નથી પ્રેમના,
જરીક સરખોય ભણકારો હોવો જોઈએ,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૬:૩૯, ૨૯ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૨૧૦. કુંપળ

સાવ ઓચિંતા,
શરીરના ડાબા પડખામાં,
થયેલ સળવળાટ,
અચાનક કંઇક આકાર લેતું હોય,
એમ ફરફડી રહ્યુ હતુ,
એ લાગણી નું બીજ,
કુંપળ બની ફૂટી રહ્યુ હતુ,
એ વિચાર, સમજ અને,
બુદ્ધિથી ઉપર ઉઠી,
પરિવર્તન પામતું રહ્યુ,
એ જડમાં ચેતન અને પ્રેમ,
એમાં લાગણીના મૂળ હતાં,
તળવળાટ હતો,
સંવેદનમાં કોઇક ચહેરો,
અંતરમાં સ્થાપિત કરી,
એકાકાર થઈ ને જાણે,
ફરી જીવંત બની ગયુ,
એ પ્રેમતણું છોડવું,
ઉંઘયૂ ને હવે નડતર બન્યુ,
ફરી પીંખાઇ જવા તરફ,
સફરમાં જ રહ્યુ,
ફરી એ લાગણીનો તળવળાટ,
સમ્યો અને ફરી એક વાર,
ઉદય સાથે અસ્ત,
લાગણીના બીજનો,
અને કુંપળનો વિનાશ,
પ્રેમ રૂપે ફરી પ્રગટવા...

~ સુલતાન સિંહ 'જીવન'
( ૮:૪૫, ૨૯ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૨૧૧. શહીદ થઈશ...

આવ્યાં હતાં એમ સમજી આજેય હારીશ,
જો બેટા એક તુ મારીશ તો બે હુંય મારીશ,

ભલે હથોડા હાથમાં લઇ ફર્યા કરતો હોય,
સોનાર તુ બનીશ, હું લોહાર બની મારીશ,

ક્યારે તારાથી હાર્યોજ હતો હુ ભૂતકાળમાં,
જેથી તાનમાં આવ્યો તું કે ઓચિંતા મારીશ,

સંભાળી લે વાત સીધીસટ્ટાક અમારી હવે,
ધરીયા લાવ ભલે, તલવારથી હુંય મારીશ,

ભલેને દેશદાઝના વહેણો રહ્યા તારા દેશમાં,
નદી બન ભલે, તોય સાગર બનીને મારીશ,

ચોરીછૂપેથી તુ લશ્કર દ્વારા આતંકવાદ લાવે,
હું તો તને ખુલે આમ સિપાહી બનીને મારીશ,

છું હું દિકરો પણ માં ભોમનો નાં કદી હારીશ,
છતા થયો શહિદ તો મર્યા પછીયે તને મારીશ,

~ તો સુલતાન સિંહ 'જીવન'
( ૧૨:૩૪, ૩૦ સપ્ટેમ્બર ૨૦૧૬ )

# ૨૧૨. મઝા નથી આવતી..

એકલા એકલા તો રોજ હવે ગરબા ગાવાની પણ જાણે મઝા નથી આવતી,
જોનાર પણ કોઈ ન હોય કિનારે સજવા ધજવાની હવે મઝા નથી આવતી,

ક્યારેક દિવસો દુર ભાગ્યા કરે છે અને ક્યારેક ભાગતી રાતોને જોયા કરૂ છું,
નવરાત્રી વગરની જાણે જીંદગી તો જીવવામા પણ હવે મઝા નથી આવતી,

હોઈશ જ તુ કદાચ જીવનને કોઇક અંશે મારી સાથે જ ક્યાંક અજાણ જીવતો,
આજની આ ઘડીમાં જો વિચારું તો તારા હાજર ન હોવામાય મઝા નથી આવતી,

ભલેને તું કહે મને વારંવાર એમજ કે હૂં તને ક્યારેય સમજી નથી જ શકવાની,
તારી સાથે હવે જો ન થાય એક દીવસ પણ વાત તો જાણે મઝા નથી આવતી,

એવું પણ નથી કે તારા વગર હૂં સાવજ અધૂરી અધૂરી રહીં જાઉં આ ભીડમાંય,
તારા વગર જ જો હોય મારી પૂર્ણતા, મને એ પૂર્ણતાનીય મઝા નથી આવતી,

લોકલાજ પરિવાર માટે દુર છું હું, ક્યાંક અધૂરપ તો અંદર દિલે ચાલ્યા જ કરે,
મળી તને હુ પુર્ણ તો થઈશ, ઘણાં જીવ બાળીને તને ચાહવાની મઝા નથી આવતી,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૧:૧૦, ૩ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૧૩. મીઠી યાદ આવી છે

એવું તો નથી આજે જ આ ચોકમાં નિખાર આવી છે,
પણ તારા આવ્યાં પછી જ આ નવી બહાર આવી છે...

પહેલા પણ ફૂલોની સેજ હતી જ સજાવીને રાખેલી,
તારા આવવાથી મૂરજાયેલા ફૂલેય સુવાસ આવી છે,

રગદોળાયેલી માટી પણ રણ સમી શુષ્ક પડી હતી,
તારા પગલા પડ્યા, પછી જ અહીં ભીનાશ આવી છે,

તુ ભલે ને કહ્યા કરતી કે હું કઈ ખાસ નથી આ સંસારે,
તારી વાસ્તવિકતા પણ સાથે એની તરંગ લાવી છે,

પવનની ઉડાઉડ પણ હતી જ અહિં સદિયો વર્ષોથી,
પણ તારા અહેસાસમાં માદકતાની મીઠાસ આવી છે,

નથી કહેવું મારે આજે કઈ જ તને મારી બનાવી લેવા,
ક્યાંક બેસી બસ તને જોઇ રહેવાની પ્યાસ આવી છે.

ભુલ્યો નથી ભલે, અને ભૂલી શકીશ પણ કેમ કરી તને,
આજ ફરી તારાને મારા ભૂતકાળની મીઠી યાદ આવી છે,

- સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૧૦, ૨ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૧૪. તને પ્રેમ છે...?

શુ સાચેજ તને પ્રેમ છે,
કે અમસ્થો મનનો વહેમ છે,
ઠીક છે તુ નથી સમજી શકતી,
કદાચ આ વ્યથા વ્યાપેલી,
મને કહે આખર કેમ છે...?
ક્યારેક ઉછળકૂદ,
ક્યારેક વિશ્રામ વિલાસ છે,
સમજાવ ક્યારેક આવીને,
આખર આ લાગણીના,
વહેણો, ભાવનાના મોઝા,
પછડાટ અનુભવતા કેમ છે,
શુ સાચેજ તને પ્રેમ છે,
કે અમસ્થો મનનો વહેમ છે,
કહેને મને આ સાગરના,
ઊંડાણમાં વ્યથા કેમ છે,
વહે છે નદીની જેમ ખળખળ,
તોય એની પારદર્શકતા,
આજે જાણે આમ દેખાતી,
ધૂંધળી ને ઝાંખી કેમ છે.
સડસડાટ નીકળતા વહાણો,
આખરે ભરતીમાં જ,
ઓચિંતા ડૂબી જતા કેમ છે,
કહેને પ્રેમની પરિભાષા,
આખર તુ જાણે છે મને,
તો દુનિયા અજાણી કેમ છે,
શુ સાચેજ તને પ્રેમ છે,
કે અમસ્થો મનનો વહેમ છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૨:૩૪, ૪ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૧૫. સરજીકલ સટ્રાઇક

ઓચિંતા એનાં વિચારો દિલમાં આવે,
ને આમ લાગણીઓને તડપાવે ત્યારે,
એને સરજીકલ સટ્રાઇક કેમ ન કહેવાય...?

ભલે ને દેશની સીમાઓ પર નહીં થાય,
દિલની દુનિયા જ આવી લૂંટી જાય ત્યારે,
એને સરજીકલ સટ્રાઇક કેમ ન કહેવાય...?

એ આમજ આવી જાય લાગણી વિહીન,
પછી એમા પ્રેમના હમલા કરી જાય ત્યારે,
એને સરજીકલ સટ્રાઇક કેમ ન કહેવાય...?

આવા સમયે દિલની વ્યથા પર સવાલ,
જવાબો, ને પ્રુફ પણ કોઈ ન માંગે ત્યારે,
એને સરજીકલ સટ્રાઇક કેમ ન કહેવાય...?

વાત માત્ર અહિં અંદર ઘૂસી જવાની નથી,
પ્રેમના નામે દિલને દૂભાવી જાય છે ત્યારે,
એને સરજીકલ સટ્રાઇક કેમ ન કહેવાય...?

જીવનબાગની એકધારી ચાલતી સફરમાં,
એ સુગંધ ફેલાવી, ફૂલોનો વિનાશ કરે ત્યારે,
એને સરજીકલ સટ્રાઇક કેમ ન કહેવાય...?

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૨:૧૨, ૫ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૧૬. ચાલી જા..

નહીં કહું હવે તને આવી જા,
એમ પણ નહીં કે ચાલી જા,

અજાણ્યા માર્ગેજ જવું તારે,
તો ત્યાંજ ભલે ને હાલી જા,

મૌસમ હતી પ્રેમની એટલે,
કહ્યુ થોડુ આવીને મ્હાલિ જા,

મારે તો ફક્ત કહેવું જ હતુ,
પછી તારા માર્ગે ચાલી જા,

લાગણી સંબંધની વાત કર,
અને લાગણીહીન ખાલી જા,

પ્રેમ સિવાય નથી અહિં કાઈ,
ત્યાં અનહદ જહોજલાલી જા,

નહીં કહું તને કે તુ આવી જા,
જતી હોય એમ જ ચાલી જા,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૨:૪૮, ૭ ઓક્ટોબર ૨૦૧૬ )

## ૨૧૭. શણગાર..

કોણ કહે છે કે ગઝલમાં પણ સણગાર થવા જોઈએ,
લાગણી અને શબ્દોના તિર આરપાર થવા જોઈએ,

છંદ, અલંકાર અને પ્રાસ બેસાડતા ભલે ના આવડે,
પણ શેર એનાં દરેકે દરેક અસરદાર થવા જોઈએ,

નામો પણ રદીફ, કાફિયા કેવા વિચિત્ર લાગે ને હવે,
લાગણી ને શબ્દોના વાર, ધારદાર થવા જોઈએ,

ભલે એમા માત્રાના મેળ કે અક્ષરના મેળ નાં હોય,
વાંચનારના દિલના ઝખ્મો તારતાર થવા જોઈએ,

કદાચ શબ્દાનું પ્રાસ કે અંત્યાનુ પ્રાસ નાં જળવાય,
લાગણીઓમાં શબ્દો પણ ભરાવદાર થવા જોઈએ,

કહે છે મહોબત કે ઇશ્કને યાદ નથી રાખતી દુનિયા,
પ્રેમ એવો કરો ચારેકોર એના ચકચાર થવા જોઈએ,

ગમતા વ્યક્તિ સાથે ભલે જોડતા રહો દિલના તાર,
પણ ક્યારેકતો દૂશમનો પણ દિલદાર થવા જોઈએ,

પડ્યા રહેશે ફાસ્લા અહિં આ સંબંધોની જ સડકો પર,
હવે આ બધાય બંધનો પણ ચકનાચૂર થવા જોઈએ,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૭:૪૫, ૭ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૧૮. સવાલ કરે છે..

જોને આજ દુનિયા કેવી કમાલ કરે છે, *
ચોર પોતેજ સાહુકાર ને સવાલ કરે છે,

જેનાં ઘર પોતે જ કાચથી બનાવ્યા છે,
એ બીજાના ઘરે પથ્થરથી વાર કરે છે,

હાર્યો સવાલ કરી સંસદ ધારાસભાએ,
એટલે સરહદ પર ફરી પ્રયાસ કરે છે,

જેણે હરહંમેશ પોતાના રોટલા શેક્યા,
એ દેશની શેનાપર ક્યાં વિશ્વાસ કરે છે,

સવાલ-જવાબ કયારેય નથી આપ્યા,
છતા પોતાના એ ઢોંગી સવાલ કરે છે,

રાજનીતિ દેશદાઝના એ આડે રહીને,
જો દેશ સાથેનો દ્રોહ વારંવાર કરે છે,

ક્ષમતા નથી સીધા લડવાની એનામાં,
એટલે છુપાઈને પાછળથી વાર કરે છે

છેડો ફાટ્યો છે જરીક હવે રાજનીતિમાં,
એટલે નિત નવા ગતકડાં આમ કરે છે,

દેશદાઝના સુરતાલે નાચતો હરહંમેશ,
હવે દુશ્મનોના ઘેર લુંગી ડાંસ કરે છે,

કેવી વર્ણશંકર પ્રજાતિનાં હોય જાણે,
કુળ ને શાહી વાતના એ વાર કરે છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૨:૨૨, ૮ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૧૯. તમે તો તમે છો...

ક્યારેક કરો હાં ક્યારેક ના, તમે તો તમે છો,
પહેલા ખુશ હતા હવે દુઃખી, તમે તો તમે છો,

ક્યારેક ફોન માટેની લાઈનમાં રોકાઈ રહેતાં,
મળીલો છો હવે ઓનલાઈન, તમે તો તમે છો,

તમે ક્યાં આંખો સામે ગરબે ગુમાવાના હતાં,
છતાંય ઝંખના તો તમારી જ, તમે તો તમે છો,

પહેલા તો સપનેય નો'હતા આવતાં કદી યે,
સમાયા છો આવીને દિલમાં, તમે તો તમે છો,

ભાગ્યા કરશો ક્યાં સુધી દુર તમેય મારાથી,
ભણકાર હરપળમા સંભળાય, તમે તો તમે છો,

ભલેને નથી ગાતા મીઠુ કે મધુરું ગીત ક્યારેય,
દિલમાં પડઘાય છે અવાજ, તમે તો તમે છો,

તમે તો વરસાદ નથી કે વાદળ પણ નથી જ,
છતા ભીંજવી જાઓ ઓચિંતા, તમે તો તમે છો,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૨:૧૨, ૯ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૨૦. તર્કસંગત...

તારી અને મારી પણ,
હવે એ રંગત ના રહી,

કોઈ વાતોય આપણી,
હવે તો અંગત ના રહી,

પહેલા તો હોતા સાથે,
હવે એ સંગત ના રહી,

બેસતા આપણે બંનેય,
એ હવે પંગત ના રહી,

નજરોય બધુ જ સમજે,
એવી પારંગત ના રહી,

પહેલા હતી લાગણીઓ,
એવી તર્કસંગત ના રહી,

કર્યા કરતી પ્રેમની વાત,
એ હવે સુસંગત ના રહી,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૯:૦૦, ૯ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૨૧. તને શુ જોઈએ...

તુજ કહે ને મને કે હવે તારેય શુ જોઈએ,
કવિતા જ જોઈએ કે એનો લખનાર જોઈએ,

હીરા મોતીના હાર નથી હો મારી પાસે,
હાર જોઈએ કે આખે આખો શણગાર જોઈએ,

ભલે 'જીવન' તારી પાસે કાવ્યકૌતુક હોય,
શબ્દો જ જોઈએ કે શસ્ત્રો ધારદાર જોઈએ,

કહે છે ચિતર્યા કરીશ રંગોને કાગળ પર,
પીંછી જ જોઈએ કે લાગણીનો ચિતાર જોઈએ

ભલે દુનિયાના રંગોને રીતભાત હજાર છે,
રહસ્યો જોઈએ કે આખોય સર્જનહાર જોઈએ,

તુજ કહે ને 'જીવન' હવે તારેય શુ જોઈએ,
ચાહનાર જોઈએ કે રૂપનો આ અહંકાર જોઈએ,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૭:૫૪, ૮ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૨૨. બોલ શુ લખું...?

લે વારંવાર કહ્યા જ કરે છે, તુ લખ પછી હુ લખું,
કે તારા ખ્યાલો લખું કે તારા હજાર વિચાર લખું,

અસ્તિત્વ પરના ઉભરાઈ આવતા સવાલ લખું,
કે તારા વ્યક્તિત્વ પરથી તારવેલા જવાબ લખું,

ખુલ્લા શરીરે અનુભવતા એ ક્યારેક સળવળાટ,
કે ઉભરાતા એમા રહેતાં લાગણીના વહાવ લખું,

કહે તો તારા દેહના વળાંકો પરના ઉભાર લખું,
કે શબ્દોમાં કંડારી તારા આ રૂપના નિખાર લખું,

નીત નવીન કેમ દેખાય છે નથી સમજાતું મને,
કે રોજ આવા ઉભરાતા કેટકેટલા અરમાન લખું,

ક્યારેક તારા હાસ્યના પડતાં ગાલે ગોળાવ લખું,
કે પછી એનાંજ કારણે છવાતા દિલે ઉછાળા લખું,

કેટ કેટલાંક નવાજ રૂપે મને તું દરેક પળે દેખાય,
બેસીજા ને આવી સામે શબ્દે શબ્દ સાક્ષાત લખું,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૫:૨૦, ૯ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૨૩. અમથો વિચાર...

ગઝલના પ્રકારોમાંય નથી ક્યાંય તમે,
છતા જાણે છંદ અને અલંકાર લાગો છો,

આંખો સામે આવીને પણ ક્યાં બેસો છો,
છતા જાણે સામેજ સાક્ષાતકાર લાગો છો,

ક્યારેક તો હુંય જોઈ ચકરાઈ જ જાઉ છું,
કુદરતનો અદ્ભૂત કોઈ ચમત્કાર લાગો છો,

ઉછળતા ધોધ કિનારે પછડાય ઉર્મિઓના,
ક્યારેક અવિકાર ક્યારેક વિકાર લાગો છો,

દિલમાં નથી રહેવા ઇચ્છતા તમે ક્યારેય,
છતાં જાણે ધબકતો એ ધબકાર લાગો છો,

ક્યારેક વાતો ને આ ખ્યાલો સાથેની દોટ,
છતાં જાણે અમથો એક વિચાર લાગો છો,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૦૬, ૯ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૨૪. તૈયારી ન હોય...

આજ પણ બસ
આવી અને ઊભી રહી,
જોઇ રહીં હતી એ,
જાણે કંઇક કહેવાની
તૈયારી જ ન હોય,

મૂંઝાયેલી હતી આંખો,
કદાચ સંપર્કની કડીઓ,
વેદના અને સંવેદના,
વ્યથાઓ તૂટવાની,
તૈયારી જ ન હોય,

એની આંખોમાં ફૂટેલા,
અને ભાંગી પડેલા,
કાચની જેમ દુખવાની,
અશ્રુઓ સરવાની હવે,
તૈયારી જ ન હોય,

એણે કહેવું હતુ કંઇક,
પણ એનાં શબ્દોમાં,
અધૂરપ અને દર્દ,
આંખેથી વહી જવાની,
તૈયારી જ ન હોય,

કંઇ કેટલી વાસ્તવિકતા,
પ્રેમની ઇચ્છાવૃત્તિ,
છતા લાગણીના ઉઝરડા,
વિકારના વળગણ થવાની,

તૈયારી જ ન હોય.

લાગણીના તંતુ તોડી,
પ્રેમનો પ્રકાશ છોડી,
એકાંતનાં ઓટલે હવે,
છેલ્લાં શ્વાસ છોડવાની,
તૈયારી જ ન હોય...

~ સુલતાન સિંહ 'જીવન'
( ૨:૩૦, ૯ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૨૫. પ્રેમ કર...

નથી કહેતો કે તૂ મને પ્રેમ કર,
નથી કહેતો આમ કર, તેમ કર,

પ્રેમની વાત કર્યા કરતી હતીને,
કેમ કહે છે મને હવે તું કે માફ કર,

રહ્યો સમજાવતો હૂં તને હંમેશા,
કહેતી કે પ્રેમ અનંત અપાર કર,

ભલે તુ મને નફરત કર્યા કરતી,
દિલ કહે ને એમ વારંવાર કર,

ક્યારેક ચંદ્ર પર પથારી કરીશ,
વાત તૂય ચાહવાની કબુલ કર,

છંદ, અલંકારનું હવે શુ છે કામ,
લાગણીનો બસ તુ વરસાદ કર,

રદીફ કાફિયા તો મળી જ જશે,
બસ શબ્દોમાં હવે શણગાર કર,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૨૩, ૮ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૨૬. કિનારે આવ..

દુનિયાથી દુર જરીક તો તું કિનારે આવ,
એકલી ન ભલે કોઈના તું સથવારે આવ,

દુનિયા નથી જ બદલવાની કોઈ કાળેય,
જાત જરાક તારી તુય બદલાવીને આવ,

એકલી નથી તુ ક્યારેય આ રાહમાં સંગે,
પકડ આંગળી ભૂતકાળ તારો છોડી આવ,

અત્યારે ભલે ન સમજાય મારી લાગણી,
સમજાય જ્યાંથી તુરંત ત્યાથી દોડી આવ,

ગહેરાઇ ભલે છે, અંદર ઉતરી જા પ્રેમમાં,
કહીશ નહીં હવે જલ્દી, કે તું કિનારે આવ,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૩૮, ૭ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૨૮. આરપાર

આઇના સામે રહી શણગાર કરો છો,
જાણે નજરો એમા ધારદાર કરો છો,

બસ બતાવી જ હજુ અમે તો કટાર,
તમે તલવારથી સીધા વાર કરો છો,

આંખો બનાવીને ડરાવતા ઠીક હતુ,
હવે નજરો તમેય આરપાર કરો છો,

પહેલા જલ્દી ઊગી નીકળતી સવાર,
સપનામાં ક્યાં તમેય સવાર કરો છો,

હતુ લાગણીનું માત્ર પ્રતિબિંબ પ્રેમ,
તમે નફરત પણ અસરદાર કરો છો,

સાચું કહું છું માન કે ન માન 'જીવન',
આંખોથી વાર પણ જોરદાર કરો છો,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૫:૦૫, ૧૦ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૨૮. ઝળહળવું

કહે છે કે સત્ય બહુ કડવું હોય છે,
પણ પચાવવામા હળવું હોય છે,

ચંદ્ર ભલે તડપ્યા કરે દીવસભર,
રાતમા એને ઝળહળવું હોય છે,

ઝાંઝવા તડપીને પાંદડે ઝરે છે,
એને પણ પાંદડે નીતરવું હોય છે,

વરસાદ તડપ્યા જ કરે વરસવા,
ધરતી સાથે એને મળવું હોય છે,

ભલે વહે લાગણીઓ તુજ વીના,
એને પણ આંખે સરવું જ હોય છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૬:૧૭, ૧૦ ઓક્ટોબર ૨૦૧૬ )

## 229. શીર્ષક - રાવણ બાળશે...

સવાલો ક્યાં બદલાય છે, કે કોણ મારશે?
તાજુબ છે, આજે રાવણ રાવણને બાળશે,

ક્યારેક કોઈને દોષ દઈને છૂટી જવું સાવ,
પછી ફરીયાદ એજ હવે મને કોણ તારશે,

એવું નથી કે એક સાચા રામ માત્રજ હતા,
પણ રાવણ તારી વાત સાચી કોણ માનશે,

ઠીક સતયુગ ને તારી શિવભક્તિની વાતો,
તૂ પણ હતો રાક્ષસરાજ એ કોણ ભૂલાવશે,

ભલે સીતા સદા પવિત્ર રહી તારી લંકામાં,
કરેલું તેં અપહરણ સત્ય એ કોણ ઠુકરાવશે,

અંતરનો અંધકાર આજ પણ અંદર ધરબી,
માનવ પૂતળા બાળી સંસારને અજવાળશે,

છતાંય પોતાના રાવણને નિર્દોષ ઘણી ને,
સાચો રાવણ પૂતળા બીજાના સળગાવશે,

~ સુલતાન સિંહ 'જીવન'
( દશેરા નિમિત્તે, ૧૧ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૩૦. ચો જ્યાં તા...

બોલાવ્યા તેં દી નો આવ્યાં, ચો જ્યાં તા,
આમ ઓચિંતા ભુલાવી તમે, ચો જ્યાં તા,

એક તો વરસાદ, ને ગરબામાં કોઈ નઈ,
બોલાવી લઇ ને પછી તમે, ચો જ્યાં તા,

કાદેવ કિચડની વાત હું નથી કરતો હવે,
હાજર હતાં નઈ તો એકલા, ચો જ્યાં તા,

કેતા હતાં આવ ગુમીશુ રાસગરબા સાથ,
જ્યારે દાંડિયા લાવ્યા તમે, ચો જ્યા તા,

ફેરકુદરડી ફરવાનું કહેતી હતી સાથે રહીં,
જ્યારે ઢોલધબકારા વાગ્યા, ચો જ્યા તા,

લ્યો અમે છેક છેલ્લે સુધી રાહ જોયા કરી,
તમે આવીને આમ ઓચિંતા, ચો જ્યા તા,

આજે છેલ્લો જ તો દિવસ હતો ગુમવાનો,
સોસાયટી મુકીને આજ તમે, ચો જ્યા તા,

~ સુલતાન સિંહ 'જીવન:
( ૧૨:૧૦, ૧૨ ઓક્ટોબર ૨૦૧૬)

# ૨૩૧. સવાલ કરે છે...

સાતેય સમંદર પાર કરે છે છતાંય,
આપણો જ આપણને વાર કરે છે,

જ્યા પોતાના કર્મોનો હિસાબ નથી,
એજ પાખંડી આજે સવાલ કરે છે,

જ્યા ગજવે ખાવાનાય ફાંફા હતા,
એવા લોકો જ ટણી જોરદાર કરે છે,

લ્યો હદ થઈ ગઇ છે આ સંસારમાં,
માણસ માણસને પણ ઠાર કરે છે,

માણસાઈ સાથે જે ભુલ્યો છે સબંધ,
હવે ભગવાનને નામે પ્રચાર કરે છે,

રચાઈ ગયો સંસારતો ઇશ્વર દ્વારા,
હવે બિચારો પોતે હાહાકાર કરે છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૦૧:૦૩, ૧૩ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૩૨. જોધપુર અપ (અમદાવાદ-જોધપુર)

આ સરસરાટ કરતો જે સામે આવી,
આમ પથરાઇ જાય છે,
શુ એ માત્ર સૂરજનો પ્રકાશ છે,
કે તારો પ્રેમ એની અજવાશ લઈ,
પછી જ મારી સામે,
મીટ માંડીને બેસી જાય છે...???

આ ફરફર કરતો પવન અફળાય છે,
ઓચિંતા બારીના બખોલ માંથી,
શુ એ માત્ર લહેરાતો પવન છે,
કે તારી યાદોની ગતી ધરી લઇ,
પછી જ મારા ગાલે,
ચુંબનો વારંવાર કરીને જાય છે...???

આ હવા આવરણમાં વ્યાપ્ત સુગંધ,
આજે વારંવાર અનુભવાય અહિં,
શુ આ માત્ર કુદરત કમાલ છે,
કે તારા કંચન દેહની સુવાસ લઇ,
પછી જ મારા વ્યક્તિત્વમાં,
અનુભૂતિઓ હજાર આપી જાય છે...???

આ ઓચિંતા પાસેથી પસાર થતી ટ્રેન,
એ અવાજો કાનમાં પછડાય છે,
શુ માત્ર આ એનું હોર્ન વાગે છે,
કે તારા દિલમાં પછડાતી સુરસરગમ,
અને મારામાં સમાઈ જઈ પછી,
આનંદ કેટલો અપાર આપી જાય છે...???

જાણે તુજ છે પથરાયેલા પ્રકાશે વ્યાપ્ત,
એ હવાની લહેરમાં સ્પંદન સમી,
માત્ર જાણે મહેકતી સુવાસમાં,
પછી હાલ સરેલિ ટ્રેનનાં અવાજમાં,
અને અસ્તિત્વમાં આરપાર થઈ,
તારો જ પ્રેમ વારંવાર આપી જાય છે...???

~ સુલતાન સિંહ 'જીવન'
(સ્થળ - બારી પાસે : ગુજ-રાજ ટ્રેન)
( ૧૧:૪૦, ૧૮ ઓક્ટોબર ૨૦૧૬)

# ૨૩૩. જો બકા તકલીફ તો રહેવાની,

મુશ્કેલીઓ જીવનમાં આવશે, તોય હસતા મુખે જ છે એને સહેવાની,
ચિંતા કેમ? આવે તો મુશ્કેલી સહેવાની, જો બકા તકલીફ તો રહેવાની,

વારંવાર એની યાદો ભલે દોડી આંખો સામે ઠુંઠાની જેમ ઊભી રહે,
ભુલાવી પળભર ને મોજ તો કરવાની, જો બકા તકલીફ તો રહેવાની,

ક્યારેક કરે છે વિચાર જવાબ આપવામા, ક્યારેક એ પણ ભૂલવાની,
યાદ કરી કરી પછી એ પણ ઝુરવાની, જો બકા તકલીફ તો રહેવાની,

કહે છે પ્રેમ તો કરૂ છું, પણ આ દુનિયા અને પરિવારથી જ બસ ડરું છું,
મજા તો અલ્લડ પણે જ પ્રેમ કરવાની, જો બકા તકલીફ તો રહેવાની,

હવે તો કુદરતે પણ આપ્યો છે જો રૂડો અવસર આ નોરતે મળવાનો,
મળી લેશું પછી ભલે ન કાયમ મળવાની, જો બકા તકલીફ તો રહેવાની,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૨:૪૧, ૧૫ ઓક્ટોબર ૨૦૧૬ )

--------------------------------------------
કાવ્ય લેખન શિબિર દરમિયાન કવી અને ગુજરાત સાહિત્ય અકાદમીના અધ્યક્ષ શ્રી ભાગ્યેશ જહાં સાહેબના એક વાતમાં આવેલ વિચાર પરથી લીધેલ આ પંક્તિ 'જો બકા તકલીફ તો રહેવાની'
--------------------------------------------

# ૨૩૪. પૂર્ણવિરામ

ખીલેલ વૃક્ષે પડેલો એક ઘાવ છો,
ક્યારેક તડકો અને પછી છાવ છો,

અધૂરપ છે સંસારે વ્યાપ્ત લાગણી,
પુર્ણતાના સાગરે ડૂબતી નાવ છો,

નથી કહેતો મારા બનીને રહો તમે,
પોતાના નથી, પારકા કેમ થાવ છો,

ક્યારેક પાસે આવી જવાની વાતો,
તો પછી ઓચિંતા દુર કેમ જાવ છો,

સંસારે જીવનનો કોઈ અંત જ નથી,
તમેજ કેમ પુર્ણવિરામ હવે લાવ છો,

- સુલતાન સિંહ 'જીવન'
( ૧:૪૦, ૨૪ ઓક્ટોબર ૨૦૧૬ )

## ૨૩૫. બહાર આપજે...

ક્યારેક તો તારી એક સવાર આપજે,
મને પ્રકૃતિની નવીન બહાર આપજે,

સમય ભલે નથી તનેય જરા અમથો,
માંગુ ત્યારે પૃકૃતિનો નિખાર આપજે,

કામ કાજ તો દરેકને હોવાના જ છે ને,
આપી શકે તો નકારમાં હકાર આપજે,

વાતચીત અને બે ઘડી આપણી ચર્ચા,
મનેય નવા ક્યારેક તું વિચાર આપજે,

સ્પંદન કરતા હોઠની એ નિખાલસતા,
ક્યારેક હોઠોને હોઠની ભીનાશ આપજે,

ખોવાયેલ રહીશ પ્રકૃતિના સાનિધ્યમાં,
તારા ખોળે પાલવની કિનાર આપજે,

ક્યારેક આપે તો એક સવાર આપજે,
પ્રકૃતિની એ લખલૂટ ભરમાર આપજે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૯:૪૪ સવારે, ૨૪ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૩૬. વિચાર મનોમંથન

યુદ્ધ મેદાને ગરજતો શંખનાદ બની જા,
લડી લઈશ કુરુક્ષેત્રમાં તું હુંકાર બની જા,

તૈયાર તો છેને, માધવ સાથે લડી લેવા,
કાં'તો સારથી કાં હવે ભગવાન બની જા,

એક પક્ષે ઊભેલા દુષ્કર્મોને હરાવા કાજે,
સામે રહીને તું સત્કર્મની ફૂંકાર બની જા,

મૌન રહીને ગણું સહ્યુ છે તમે અને અમે,
અર્જુન હું ને કૃષ્ણ તુ બળવાન બની જા,

સામે આવે જ્યારે જ્યારે દુશ્મન મેદાને,
તું તારણહાર કાં'તો મારણહાર બની જા,

ભલે સામે લોખંડી દિવાલો કેમ ન હોય,
હું ધનુષ અને તું અભેદ બાણ બની જા,

યુદ્ધ મેદાને તું મોતનો હાહાકાર બની જા,
કાં અંતપળે વેદનાનો સૂનકાર બની જા,

( કાં - અથવા પછી, માધવ - સ્વયં )

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૩૫, ૨૫ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૩૭. અધૂરી વાત

એણે કહ્યુ છોડને આતો નવલી નવ રાત છે,
પણ ક્યાં સુધી, વર્ષોની આ અધૂરી વાત છે,

બધીજ વાતો ક્યાં જાણી શકાયું છે હજી પણ,
આજે પણ રહસ્યોની ઘણી અધૂરી સોગાત છે,

થાય છે ક્યારેક ઝુમી લઉ ભૂલી એની વાતો,
ઝુમવાની હવે સાથે ક્યાં આપણી ઓકાત છે,

પહેલા થતી કેટકેટલીયે વાતો નવ રાતોમાં,
હિસાબોમાં હવે તો બધી રાતોય બાકાત છે,

પહેલા તો માત્ર તુજમાં સંસાર ભમ્યા કરતો,
સમજાયું હવે, અહિં તો દિવસો અને રાત છે,

એણે કહ્યુ છોડને આતો નવલી નવ રાત છે,
અસહ્ય દર્દોને સહેવાની હવે ક્યાં તાકાત છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૨:૩૩, ૨૩ ઓક્ટોબર ૨૦૧૬ )

## ૨૩૮. આંખોમાં પડઘાતી વાતો...

કેમ ખયાલી દુનિયામાં વિચાર કરો છો,
બોલતાં નથી છતા તમે સવાલ કરો છો,

પહેલા કર્યા કરતા સપનામાં પરેશાન,
ખુલી આંખે પણ હવે તો હેરાન કરો છો,

શોધી શોધીને પણ હતી થાકેલી નજરો,
આવ્યા છતા, કેમ આટલી વાર કરો છો,

કંઇ કેટલી સકલ અને સિરત ફરતી રહી,
હવે તો અદાઓ તમે અપરંપાર કરો છો,

ક્યાં સુધી આમ મૂંઝાયેલા રહેશો ચહેરે,
કહો જરા, હવે કયા તમે વિચાર કરો છો,

કદીયે ન કરતા ભલે તમે નજરના વાર,
નજાર કેમ હવે દિલમાં આરપાર કરો છો,

એક તલક જોતાં ન કદીયે પહેલા સામું,
છુપાઈ હવે નજર તમે વારંવાર કરો છો,

અમસ્થા સ્પર્શતા હતા ને ગરબામા હાથ,
કે રીઝવવા કોશિશ પણ અપાર કરો છો,

બાહોમાં જકડી લઇને જ મળવું હતુ તને,
પ્રયત્ન દુર રહેવાના તમેય હજાર કરો છો,

તમે મારા જ થઈને રહો એમ ક્યાં કહું છું,

પણ પારકા કેમ આમ અસરદાર કરો છો,

નથી સમજાતી નફરત, પ્રેમની રીતભાત,
રહીને હવે રહસ્યમય તમે કમાલ કરો છો,

ભલે ને નથી હસતા વારંવાર મને જોઇ,
જ્યારે હસો ઘાવ દિલમાં ચોટદાર કરો છો,

સંબંધ અને વ્યવહારમાં પણ ભેદો જોયા,
પ્રેમમાં કેમ આટ-આટલા પ્રકાર કરો છો,

નજરો મારા પર, પડી તો છેલ્લી છતાંય,
કહો છો, નફરતનો જ બસ ચિતાર કરો છો,

અમસ્થા જ તમે હવે કેમ વિચાર કરો છો,
કેટ કેટલા સવાલો મને વારંવાર કરો છો,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૨૦, ૨૨, ૨૩, ૨૪ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૩૯. છૂટતી જીવન ઘડીઓ..

સદંતર વહેતાં સમયના વહાવે,
પાછળ છૂટતી પટકાતી હવામાં,
કૃત્રિમ જગતના ઘડેલા યંત્રોમાં,
અંતરંગ યાદો પણ સતત ભુલાતી,
વિસરતિ, પાછળ છૂટતી જ જાય છે,

અને માયાજાળમાં અટવાયેલો,
ફસાયેલો અને લાચાર બનેલો,
આ માનવી સતત પળેપળ કંઇક,
છોડતો, મુકતો, જીવનમાં ખોતો,
આગળ જ આગળ વધતો જાય છે,

કંઇક રહે છે એ માર્ગ પર નિઃસહાય,
પડેલી યાદો, જૂરતી તડપતી વાતો,
અને કચકડાના તૂટેલા ટુકડા સમી,
વસમી અને અણગમતી એ યાદો,
આંખો સામે જીવંત બનતી જાય છે,

ક્યારેક નફરત અને પ્રેમ હોય છે,
તો અમુક પ્રણય, વિરહની યાતના,
ક્યાંક સ્પંદન અને ક્યાંક સંવેદન,
પ્રેમના ગીતો અને જુદાઇનાં કંપન,
ફરી જીવનની સુકાન છૂટતી જાય છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૭:૩૪, ૨૫ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૪૦. પ્રેમના સાગર

મને શુ ખબર આજે આમ ઓચિંતા આવશે,
રૂપરૂપના ભરી પાછા સાથે શણગાર લાવશે,

કેમ છે 'જીવન', પછી આવી મને પણ કહેશે,
પોતીકી દાસ્તાન તણા પછી શબ્દો લાવશે,

નથી એ હવે એટલે જ એની યાદો આવશે,
પછી ભૂતકાળને ખેંચી ફરીથી સામો લાવશે,

માથે છે ટીકો, ડોકમાં હારને પગમાં ઝાંઝર,
રૂપ કેટકેટલા અજાણ્યા એ છુપાવીને લાવશે,

મને કહેશે જ હંમેશ, તને જ ચાહતી રહી છું,
શુ ખબર ઓચિંતો પણ પછી નકાર લાવશે,

લ્યો હદ કરી હવે, અસ્વીકાર કરી ને પ્રેમનો,
સાગરો ભલે ને પછી ભરીને પ્રેમના લાવશે,

~ સુલતાન સિંહ 'જીવન:
( ૧:૩૪, ૨૨ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૪૧. લેતી અને આપતી જજે..

તુ જાય તો ભલે ચાલી જાય મારાથી દુર,
પણ મારામાં જે કઇ તારું એય લેતી જજે..

તારી પાસે ભલેને મારૂ કઈ પણ ના હોય,
પણ હા સાથે વિતાવેલી યાદો લેતી જજે..

કહે છે લોકો સોગાતો દર્દની કડવી હોય છે,
કડવાશ આપી હોઠોની મીઠાસ લેતી જજે..

ક્યારેય પાછી ફરી ભલે નથી આવવાની,
મળવાના ખોટા વાયદા તો આપતી જજે..

છોડ ને હવે મારી વફાની વાતો ભલે થયુ,
મારી બેવફાઈની સાબીતી આપતી જજે..

જેમ દર્દ છે દિલમાં આપ્યું, તે ભલેને મને,
જરીક મલમ લગાડવા મને આપતી જજે..

બેહાલ હું 'જીવન' પ્રેમનો વફાના સંસારે,
થોડીક હોય વફાની દવા તો આપતી જજે..

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૪૨, ૬ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૪૨. વહેતું રહેતું વાદળ

ઉડતું રહેતું સરક્તુ વાદળ,
સફરના વિચારો,
આનંદિત વિલંબિત કરે,
અને પછી,
સાવ નિઃસહાય,
રહી વહ્યા જ કરે,
શુ હોઇ શકે છે...?
દિલે વ્યથા,
આભમાં સરસરાટ
ગતિએ વહેતા,
અને નિરંતર પણે,
સફરના પંથે,
આખર જતા,
પાણી માટે તો,
વાદળોને ક્યાં પડશે તરસવું,
શિખામણ સમું છે આ,
ટીંપાનું જીવન,
છેવટે બાષ્પ બની,
ઉડવાનું,
એકાંતમાંથી,
ફરી મળીને રહેતાં,
અજાણ્યા ભેગા થઈ,
સાથે જ ચાલવું,
એક જ દિશામાં,
નિરંતર અને અનંત,
શાનો દ્વેષ કરવો,
ખપે છે આ,
નાનકડા જીવનમાં,
આખરમાં એણે પડશે વરસવુ

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૨૮, ૨૬ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૪૩. ઉપનામ જીવન

સૃષ્ટિનો આધાર,
છે આ 'જીવન'

સત્યનો આસાર,
છે આ 'જીવન'

આત્મ સંતુલન,
છે આ 'જીવન'

ઉભરાતુ કિરણ
છે આ 'જીવન'

ઇશ્વરિય અનંત,
છે આ 'જીવન'

સંપુર્ણ સ્વીકાર,
છે આ 'જીવન'

ધર્મનું વિજ્ઞાન,
છે આ 'જીવન'

લેખનનો સ્તંભ,
છે આ 'જીવન'

પરમ આનંદ,
છે આ 'જીવન'

કવિતાનો મર્મ,
છે આ 'જીવન'

મારુજ ઉપનામ,
છે આ 'જીવન'

~ સુલતાન સિંહ 'જીવન'
( ૬:૧૧, ૨૬ ઓક્ટોબર ૨૦૧૬)

# ૨૪૪. પ્રકૃતિ...

અવિરત પણ છે પ્રકૃતિ,
અંતઅનંત પણ છે પ્રકૃતિ,

અસ્વીકાર જ હોય હંમેશ,
છતાંય સ્વીકારેજ છે પ્રકૃતિ,

ક્યારેક વિચાર માત્રે હોય,
પછી પળે પળમાં છે પ્રકૃતિ,

સુંદર અને સુગમ્ય પણ,
ઓઝલ અંત પણ છે પ્રકૃતિ,

નિર્મલ નિરાધાર પ્રકૃતિ,
સૃષ્ટિ કેરો આધાર છે પ્રકૃતિ,

ક્યાક વરસતી નિર્ધારિત,
અનરાધાર પણ છે પ્રકૃતિ,

ક્યાંક તો બની છે નફરત,
અહિં તો પ્રેમાધાર છે પ્રકૃતિ,

ક્યાંક તો શરમાળ પણ છે,
નગ્નતાની કતાર છે પ્રકૃતિ,

ક્યારેક નિરંતર વહેતી રહે,
અંતે સાવ સ્તબ્ધ છે પ્રકૃતિ,

ઉબડ ખાબડ પથરાયેલી,
ક્યાંક છે સાવ સપાટ પ્રકૃતિ,

ક્યારેક બને મૃતસંજીવની,

ઝીંકાતો ઊંડો ઘાવ છે પ્રકૃતિ,

ક્યાક વેરાયેલ શુષ્ક રેત ને,
ઝરણાનો પ્રચંડ ધોધ પ્રકૃતિ,

ક્યાંક નગ્ન આવરણહીન,
ઢંકાયલ ઓતપ્રોત છે પ્રકૃતિ,

ઓચિંતો ઝબકારો હોય છે,
પછી ગાઢ અંધકાર છે પ્રકૃતિ,

શેરડી કેરી મીઠાસ પણ છે,
લીમડાની કડવાશ છે પ્રકૃતિ,

ક્યારેક ઊંચે આભે અડેલી,
પાતાળે ઊંડો અંત છે પ્રકૃતિ,

ક્યારેક અધર્મની સાથે છે,
ક્યાંક ધર્મ નિશાન છે પ્રકૃતિ,

ક્યારેક સામે સાક્ષાત છે,
વિશ્વે આત્મસાત છે પ્રકૃતિ,

ક્યારેક માત્ર કલ્પનમાં,
શબ્દનો શણગાર છે પ્રકૃતિ,

મૃત્યુ અને કાળની હડોહડ,
જીવનનો આધાર છે પ્રકૃતિ,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૨૬ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૪૫. ભુલાઈ ગઇ છે...

દુનિયાને પણ કદાચિત આજકાલ,
સમયની સારવાર ભુલાઈ ગઇ છે,

દિલમાં સળવળાટ તો અપાર હતો,
વેદનાઓ પારાવાર ભુલાઈ ગઇ છે,

પ્રથમ વખતે સોંસરવી થઈ હતી,
નજરો એ ધારદાર ભુલાઈ ગઇ છે,

એણે ઓચિંતા દિલમાં કરેલો ઘા,
તલવાર આરપાર ભુલાઈ ગઇ છે,

બનેલો શાયર મરીઝ ને ઘાયલ,
શબ્દોની વણજાર ભુલાઈ ગઇ છે,

રખડ્યો 'જીવન' સાબિતી આપવા,
પડેલી ત્યારે માર ભુલાઈ ગઇ છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૮:૪૧, ૨૭ ઓક્ટોબર ૨૦૧૬ )

# ૨૪૬. જીવન

ઓચિંતા થયેલું શુ છે 'જીવન'
આંખોમાં તળવળતુ 'જીવન'

શબ્દો સાથે છે સરતૂ 'જીવન'
રહે હરતૂ ,અને ફરતું 'જીવન'

ક્યાંક સ્થિર એ રહેતું 'જીવન'
પછી જોરદાર ભમતૂ 'જીવન:

અજવાળે અંધકારે 'જીવન'
છે સૃષ્ટિના સથવારે 'જીવન'

જન્મનો ઝબકાર છે 'જીવન'
મૃત્યુનો છે પલકાર 'જીવન'

કોઈકનું છે બદનામ 'જીવન'
મારુ તો છે ઉપનામ 'જીવન'

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૨૫ રાત્રે, ૨૮ ઓક્ટો. ૨૦૧૬ )

# ૨૪૭. દિવાળી

આવી જો બેમિશાલ દિવાળી,
સંબંધોમાં શણગાર દિવાળી,

ફટાકડા ને ફુલજડી પ્રગટાવી,
ઉજવીશુ ખુશખુશાલ દિવાળી,

એકબીજાને મળવાને બહાને,
મનાવીશું સાથોસાથ દિવાળી,

શેરીઓમાં દીવડા સળગાવી,
ઉજાસની છે ભરમાર દિવાળી,

નવવર્ષની ઉછરંગ ઉજવણી,
કરશે દિલે અજવાશ દિવાળી,

રંગોળીને દીવડાની સુંદરતા,
ચાંદમાં ચમકતી રાત દિવાળી,

જુના વિચારો ત્યાગ કરી દઇ,
'જીવન' માં બદલાવ દિવાળી,

~ સુલતાન સિંહ 'જીવન'
(૧:૨૫ રાત્રે, ૨૮ ઓકટો. ૨૦૧૬)

# ૨૪૮. દિવાળીની ગમ્મત

ક્યાં કરે ભઈલા હમકો યે નહીં ફાવતા,
કોઇ પણના કિધે ખેલને નહીં આવતા,

કરેગા ફરીયાદ તેરી મારા પપ્પા જોડે,
ભઈલા પટાખે અબ તું ક્યુ નહીં લાવતા,

પેલા ગલીમાં સુરસુરીયા ભી કરતે થે,
હવેતો તુ દીપક જલાને ભી નહીં આવતા,

કહા કરતે થે ના તને આનંદ મિલતા હે,
ક્યાં હુઆ આખીર, જો તને નહીં ફાવતા,

પેલા નયે કપડે પહેનકે એનાં ઘરે જતા,
અબ કયું નયે સાલપે સાથે નહીં આવતાં,

છોડી જ ગઇ હૈ નાં આપકો પેલી શ્વેતા,
શાયદ ઇસ લિયે દિવાળી નહીં માનવતા,

બોલ ભઈલા તુમકો કયો નહીં ફાવતા,
તુમ ફટાકડા લેને સાથ ભી નહીં આવતા,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૧:૫૨, ૨૯ ઓક્ટોબર ૨૦૧૬ )

-: નોધ :-
( અટપટી અલાયદી ગુજરાતી, મેહેસાણી અને હિન્દી ભાષાનું મિશ્રણ કરી બનાવેલી હાસયંતરમ રચના...)

# ૨૪૯. દેખાય છે મહેસાણામાં...

આંખોમાંથી તું કેમ ઓઝલ થઈ જાય છે મહેસાણામાં,
તારી યાદો તો હજીયે તાજી થઇ જાય છે મહેસાણામાં,

પહેલા મળતી તું માળીયા જેવા નાનકા ઘરની છતે,
હવે અમીરીથી અંજાયેલ કેમ દેખાય છે મહેસાણામાં,

ભૂલી જવાય ઘર અને ફળીયું પૈસાની મોહમાયામાં,
બાળપણ આજ પણ શેરીએ દેખાય છે મહેસાણામાં,

જન્મસ્થળ છે ભૂમિ અને જેનો ગર્વતો હંમેશ જ મને,
થતા ઘણાં બદનામ હવે તો દેખાય છે મહેસાણામાં,

ક્યારેક સાથે રમતા, ભમતા અને ઝઘડી પણ લેતા,
સંબંધમાં હવે આવતી દુરીઓ દેખાય છે મહેસાણામાં,

જ્યા જ્યા ખુંદેલા ખેતરો, કોતરો અને સપાટ મેદાનો,
ઉભેલી ઉંચી ઇમારતો હવે તો દેખાય છે મહેસાણામાં,

કેટલી સારી હતી પહેલા જૂનવાણી મારી એ દુનિયા,
હવે તો આભાસી નવીનતા જ દેખાય છે મહેસાણામાં,

© સુલતાન સિંહ 'જીવન'
( ૧:૪૩, ૩૦ ઓકટોબર ૨૦૧૬ )

# ૨૫૦. સૃષ્ટિનો સાર ગીતા..

જીવનમાં સત્યનો આધાર છે ગીતા,
કૃષ્ણ સ્વરૂપે જીવનનો સાર છે ગીતા,

કોઈ ધર્મ સાથે જોડવાની જરૂર નથી,
વાંચીને જો ધર્મોથી તો પાર છે ગીતા,

કોણ કહે છે નીકળી કોઈ રાજાના મુખે,
યુદ્ધમાં સારથીએ કહેલો સાર છે ગીતા,

ધર્મક્ષેત્રે યુદ્ધમાં પાપના વિનાશ માટે,
અર્જુનના ગાંડીવનો આધાર છે ગીતા,

માત્ર અનુષ્ટુપ છંદના એ શ્લોક નથી,
છુપાયેલો સૃષ્ટિનો ગૂઢ સાર છે ગીતા,

ક્યારેક જીવન પુરતો મર્યાદિત લાગે,
મૃત્યુ કરતા પણ એ તો પાર છે ગીતા,

ક્યારેક તો વિશ્વામિત્રની કૃતિ માત્ર છે,
અનંત વ્યાપેલ ઇશ્વરનો સાર છે ગીતા,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૮:૧૧ રાત્રે, ૩૦ ઓક્ટોબર ૨૦૧૬ )

# -: About Author :-



નામ – સુલતાન સિંહ 'જીવન'

સરનામું – ૪૫/B, બમોસણા નગર સોસાયટી
મોઢેરા રોડ, મેહસાણા ૩૮૪૦૦૨

જન્મભૂમી – મહેસાણા (ગુજરાત)

કર્મભૂમિ – સિરોહી (રાજસ્થાન)

મૂળ ભાષા – હિન્દી (માતૃભાષા), ગુજરાતી,

મોબાઈલ – +૯૧-૯૯૦૪૧૮૫૦૦૭

મેઈલ - raosultansingh@gmail.com

બ્લોગ – http://vichaarvrund.wordpress.com

સુલતાન સિંહ પોતે મૂળ રાજસ્થાનના સિરોહી જીલ્લાના વતની છે. અને એમના જણાવ્યા પ્રમાણે માં જેવી હિન્દી અને માસી જેવી ગુજરાતી એમ બંને ભાષા પ્રત્યે લગાવ છે. એમનું વધુ પડતું લખાણ ગુજરાતીમાં છે જેનું મુખ્ય કારણ ગુજરાત એમની જન્મભૂમિ છે. મૂળ રૂપે ગદ્યના વ્યક્તિ હોવા છતાં પદ્યમાં પણ એમનું યોગદાન વિશેષ છે. એમની અન્ય પ્રતિભાઓ ને નીચે પ્રમાણે દર્શાવી શકાય છે.

***લેખન ક્ષેત્રે :-*** **સ્વપ્નસૃષ્ટિ અને એસિડ અટેક એમ બે નોવેલ લખી છે. જે બંને માતૃભારતી એન્ડ્રોઇડ એપ પર ઉપલબ્ધ છે. એનાં સિવાય અન્ય બે નોવેલ પર કામ ચાલુ છે જેમાં એક ટાઇપ વર્કમાં અને બીજી હજુ લખવાની ચાલુ છે. ૨૭ જેવા મોટા આર્ટિકલ છે જે માતૃભારતી, ડેઇલીહંટ, પ્રતિલિપિ અને બ્લોગ પર ઉપલબ્ધ છે. એનાં સિવાય ગદ્યમાં વર્તમાન સમસ્યા પર કટાક્ષ કરતા લેખ વિચારવૃંદ નામની કોલમ પોતાના બ્લોગમાં લખે છે, જે પ્રતિલિપિમાં પણ ઉપલબ્ધ છે. પદ્યમાં શોખ ખાતર ૨૫૦ ગુજરાતી અને ૪૭ જેટલા હિન્દી કાવ્યો લખ્યા છે. (એમના મંતવ્ય મુજબ એકે રચના છંદમાં તેમજ નિર્ધારિત બંધારણમાં ન હોવાથી ગઝલ કહી શકાય એવી નથી)**

***અભ્યાસ ક્ષેત્રે :-*** **અભ્યાસમાં ધોરણ ૧૨માં કોમર્સ પછી કોમ્પ્યુટર અને સર્જનાત્મક હિન્દી લેખનમાં ડીપ્લોમાં કર્યું. તેમજ મેનેજમેન્ટમાં સ્નાતક અને મનોવિજ્ઞાન તથા સમાજશાસ્ત્રમાં અનુસ્નાતક સ્તરનો અભ્યાસ પૂર્ણ કર્યો.**

***અન્ય ક્ષેત્રે :-*** અન્ય ક્ષેત્રોમાં સૌપ્રથમ યુથવર્ડ નામના ઓનલાઈન સામયિકમાં નોવેલ લખેલી પણ સમય જતા એ બંધ થયુ. ત્યાર બાદ પદ્ય સાહિત્યને લગતું કાવ્યગોષ્ઠી ઇ-સમયિક પોતાની જાતે શરુ કર્યું જેમાં સંચાલક, મેનેજર તેમજ સંપાદક તરીકેનું કામ કરે છે. આ સામયિક પદ્ય સાહિત્ય માટેનું ફ્રી ઓનલાઈન સામાયિક છે જે અત્યારે pdf તેમજ પ્રતિલિપિ પર ઉપલબ્ધ છે. કાઈ ખાસ નથી પણ હાં હાલમાં મહત્વના એક હેરિટેજ પર ડોકિયુંમેંટ્રી બનામાટેના પ્રયત્નો ચાલુ છે.

(૩૧ ઓક્ટોબર ૨૦૧૬)